॥ श्री गौतमायै नमः ॥

૧૦૦૮ વીરવિજયજી મહારાજશ્રી એ બનાવેલ

વિધિસહિત

# સ્નાત્ર પુજા

અમીવિજેયજી મહારાજ કૃત

# અષ્ટપ્રકારી પુજા

કા

શ્રી મોહનલાલભાઇ મગનભાઇ

દોશીવાડાની પોળ-અમદાવાદ.

'ઉત્કૃષ્ટ મુદ્રણાલય'
મુદ્રક પુરૂષોતમદાસ શંકરદાસ
ફર્નાન્ડીઝ બ્રીજ રીચીરોડ અમદાવાદ

કીં. ૦-૦-૬ અડધો આનો

૨૫૫૨૩

# તદ્દન સસ્તી દવાઓ.

**અમારી ખાસ દેખરેખ નીચે અનુભવેલી નીચે પ્રમાણેની દવાઓ તૈયાર કરાવવામાં આવે છે અને તે સાધારણ માણસોનાં ઉપયોગના માટે તદ્દન સસ્તી કીંમતે આપવામાં આવે છે.**

| | | | | |
|---|---|---|---|---|
| સુવર્ણ વસંત માલતી | તો. ૧ | નાં | રૂ. | ૫-૦-૦ |
| ત્રિ બંગ ભસ્મ | તો. ૧ | નાં | રૂ. | ૧-૦-૦ |
| પરવાલ ભસ્મ | તો. ૧ | નાં | રૂ. | ૦-૮-૦ |
| સાબર સીંગાની ભસ્મ | તો. ૧ | નાં | રૂ. | ૦-૮-૦ |
| શંખ ભસ્મ | તો. ૧ | નાં | રૂ. | ૦-૮-૦ |
| છીપ ભસ્મ | તો. ૧ | નાં | રૂ. | ૦-૮-૦ |
| વજ્ર ભસ્મ | મ[illegible] | | | |

સાચા મોતીનો સુરમો શીશી ૧ નાં રૂ. ૦-૩-૦

વાયુ હરણ તેલ શે. ૦॥ નાં શીશીનાં રૂ. ૧-૪-૦

**ઝવેરી મોહનલાલ મંગનભાઇ**

ઠે. ડોશીવાડાની પોળ,

**મુ. અમદાવાદ.**

# પૂજા ભણાવવામાં જરૂર પડતી ચીજોની યાદી

ત્રણ બાજોઠ, સિંહાસન, કળશો, થાળી, ચામર, દર્પણ, ઘંટ, આરતી, મંગળદીવો, વાળા કુંચી, કેસર, પાણી, અંગલુહણા, દુધ દહી, ઘી, સાકર, નાડાછડી, કંકુ, ચોખા, મીઠું, માટી, કપુર, શ્રીફળ, રૂપાનાણું, ફુલ, ધુપ, બે પૈસા, ચંદરવો, તોરણ, પંખો, અગ્ની, ફાનસ દીપક, પુષ્પ.

પ્રથમ ત્રણ [illegible]ને બદલે સુંદર ત્રણ બાજોઠ મુકી ઉપલા બાજોઠ ઉપર સિંહાસન મુકવું નીચેના બાજોઠ ઉપર વચમાં કેસરનો સાથીઓ કરી ઉપર ચોખા પુરી ઉપર શ્રીફળ મુકવું અને તેજ બાજોઠ ઉપર કેસરના સાથીઆ આગળ બીજા ચાર સાથીઆ કરી ચાર કળશ પંચામૃત ભરી દરેક કળશોને નાડાછડી બાંધીને

મૂકવા. સિંહાસનના મધ્ય ભાગમાં કેસરનો સાથીઓ કરી ચોખા પુરી રૂપાનાણું મૂકી તેના ઉપર ત્રણ નવકાર ગણી ધાતુના પ્રતિમાજી પધરાવવા, અને પ્રતિમાજીની આગળ બીજો સાથીઓ કરી તેના ઉપર સિદ્ધચક્રજી પધરાવવા, પ્રતિમાજીની જમણી બાજુએ પ્રતિમાજીની નાસીકા સુધી ઉંચાઇમાં ઘીનો દીવો મુકવો. પછી સ્નાત્રિઆઓના હાથે નાડુ બાંધી હાથમાં પંચામૃત ભરેલો કળશ આપવો પછી સ્નાત્રીઆઓએ ત્રણ નવકાર ગણી પ્રભુજીને તેમજ સિદ્ધચક્રજીને પખાલ કરી વાળાકુંચી કરી જળનો પખાલ કરી ત્રણ અંગલુહણા કરી પછી કેસર વડે પૂજા કરવી અને હાથ ધુપી સ્નાત્રીઆઓએ તેમના જમણા હાથની હથેલીમાં કેસરનો ચાંલો કરવો પછી કુસુમાંજલિનો થાળ હાથમાં રાખી સ્નાત્રીઆઓએ ઉભા રહેવું.

# પંડિત શ્રી વિરવિજયજી કૃત સ્નાત્ર પૂજા

પ્રથમ કલશ લઇ ઉભા રહેવું.

## ॥ કાવ્યં દ્રુતવિલંબિત વૃત્તમ્ ॥

સરસ શાંન્તિ સુધારસ સાગરં. શુચિતરં ગુણરત્ન મહાગરં ॥ ભવિકપંકજ બોધ દિવાકરં. પ્રતિદિનં પ્રણમામિ જિનેશ્વરં ॥૧॥

અહીં પખાલ કરવો.

## ॥ દોહા ॥

કુસુમાભરણ ઉતારીને, પડિમા ધરિય વિવેક ॥
મજ્જનપીઠે થાપીને, કરીયે જળ અભિષેક ॥૨॥

કુસુમાંજલિની થાળી લઇ ઉભા રહેવું.

## ॥ ગાથા ॥ આર્યા ગીતિ ॥

જિણજમ્મ સમય મેરૂ, સિહરં રયણ કણય કલસે-હિં ॥ દેવા સુરહિણહવિઉ,તે ધન્નાજેહિં દિઠ્ઠોસિઉ

પ્રભુના જમણા અંગુઠે કુસુમાંજાલિ મુકવી.

## ॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

નિર્મલજળ કલશે ન્હવરાવે, વસ્ત્ર અમૂલક અંગ ધરાવે ॥ કુસુંમાજલિ મેલો આદિ જિણંદા ॥ સિદ્ધ સ્વરૂપી અંગ પખાલી આતમ નિર્મળ હુઈ સુકુમાળી ॥ કુ૦ ॥૪॥

## ॥ ગાથા ॥ આર્યા ગિતિ. ॥ ઢાલ ॥

મચકુંદપંચમાલઈ, કમલાઇપુષ્પપંચ વણ્ણાઈ ॥
જગનાહ ન્હવણ સમયે, દેવા કુસુમાંજલીદિંતી ૫
નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ ॥

## ॥ કુસુમાંજલિ ॥ ઢાલ ॥

રયણસિંહાસનજિનથાપીજે, કુસુમાંજલિ પ્રભુ ચરણે દિજે ॥ કુસુમાંજલિ મેલોશાન્તિજિણંદ ૬

## ॥ દોહા ॥

જિણતિહુંકાલયસિદ્ધની, પડિમા ગુણ ભંડાર ॥
તસુ ચરણે કુસુમાંજલિ, ભવિક દુરિત હરનાર ૭

નમોઽર્હત્ સિદ્ધાચાર્યો પાધ્યાય સર્વ સાધુભ્યઃ॥

## ॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

કૃષ્ણાગરૂ વર ધુપ ધરીજે, સુગંધકર કુસુમાંજલિ દીજે, કુસુમાંજલી મેલો નેમિ જિણંદા ॥૮॥

## ॥ ગાથા આર્યા ગીતિ ॥

જસુપરિમલબલદહદિસિં, મહુકર ઝંકાર સદસંગીયા ॥ જિણ ચલણોવરિમુક્કા, સુરનર કુસુમાંજલિ સિદ્ધા ॥ નમોઽર્હત્ સિદ્ધાચાર્યો પાધ્યાય સર્વ સાધુભ્યઃ ॥૯॥

## ॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

પાસ જિણેસર જગ જયકારી, જલ થલ ફુલ ઉદય કર ધારી ॥ કુસુમાંજલિ મેલો પાર્શ્વજીણંદા.

॥ દોહા ॥

મૂકે કુસુમાંજલિ સુરા, વીરચરણ સુકુમાલ ॥
તે કુસુમાંજલિ ભવિકનાં, પાપ હરે ત્રણ કાળ ૧૧
નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્યઃ॥

॥ **કુસુમાંજલી** ॥ ઢાળ ॥

વિવિધ કુસુમ વર જાતિ ગહેવી,જિનચરણે પણ-
મંતઠવેવી ॥ કુસુમાંજલિ મેલો વીર જિણંદા ૧૨

॥ વસ્તુ ॥ છંદ ॥

ન્હવણકાળે ન્હવણકાળે, દેવદાણવ સમુ-
ચ્ચિય ॥ કુસુમાંજલિ તહિ સંઠવિય, પસરંત
દિસિ પરિમલ સુગંધિય ॥ જિણપયકમલે
નિવડેઇં. વિગ્ઘહર જસ નામ મંતો ॥ અનંત
ચઉવીસ જિન, વાસવ મલિય અસેસ. સા
કુસુમાંજલિ સુહકરો, ચઉવીહ સંઘ વિશેસ ॥
કુસુમાંજલિ મેલો ચઉવીસજિણંદા ॥ ૧૩ ॥

નમોઽર્હત્‌સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્ય; ॥

॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

અનંત ચઉવીસી જિનજી જુહારૂં, વર્તમાન ચઉ-
વીસી સંભારૂં ॥કુસુમાંજલિમેલોચોવીશ જીણંદા

॥ દોહા ॥

મહાવિદેહે સંપ્રતિ, વિરહમાન જિન વીસ ॥
ભક્તિભરે તે પૂજિયા, કરો સંઘસુજગીશ ॥૧પ॥
નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્ય: ॥

॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

અપછરમંડલિ ગીતઉચ્ચારા, શ્રી શુભવીરવિજય
જયકારા ॥ કુસુમાંજલિ મેલો સર્વ જિણંદા ॥૧૬

॥ ઇતિ શ્રી કુસુમાંજલય: ॥

પછી સ્નાત્રીયા ત્રણ ખમાસમણ દેઇ જગ

ચિંતામણી ચૈત્યવંદન કરી "નમુથ્થુણં" કહી જયવીયરાય પર્યંત કહે. પછી હાથ ધુપી મુખકોશ બાંધી કળશ લેઈ ઉભા રહીને કળશ કહે. તે કળશ.

## ॥ અથ કળશ ॥ દોહા ॥

સયલજિણેસર પાય નમિ, કલ્યાણકવિધિતાસ ॥
વર્ણવતાં સુણતાં થકાં. સંઘની પૂગે આશ ॥૧॥

॥ ઢાળ ॥ એક દિન અચિરાહુલરાવતી. એ દેશી.

સમક્તિગુણઠાણે પરિણમ્યા, વળી વ્રતધર સંયમ સુખ રમ્યા ॥ વીશસ્થાનક વિધિયે તપ કરી. એસી ભાવદયા દીલમાં ધરી ॥૧॥ જો હોવે મુજ શક્તિ ઇસી. સવિ જીવ કરૂં શાસન રસી ॥ શુચિરસ ઢલતે તિહાં બાંધતાં, તીર્થંકર નામ નિકાચતા ॥ ૨ ॥ સરાગથી સંયમ

આચરી, વચમાં એક દેવનો ભવ કરી ॥ ચવી પન્નરક્ષેત્રે અવતરે, મધ્યખંડે પણ રાજવી કુલે ॥ ૩ ॥ પટરાણી કૂખે ગુણુનિલો, જેમ માનસરોવર હંસલો ॥ સુખશય્યાયે રજની શેષે, ઉતરતાં ચઉદ સુપન દેખે ॥ ૪ ॥

## ॥ ઢાળ સ્વપની ॥

પહેલે ગજવર દીઠો, બીજે વૃષભ પઇઠો, ત્રીજે કેશરી સિંહ, ચોથે લક્ષ્મી અબિહ ॥૧॥ પાંચમે ફુલની માળા છઠ્ઠે ચંદ્ર વિશાળા ॥ રવિ રાતો ધ્વજ મોહોટો, પૂરણ કળશ નહીં છોટો ॥૨॥ દશમે પદ્મ સરોવર; અગિયારમે રત્નાકર ॥ ભુવનવિમાન રત્નગંજી, અગ્નિશિખા ધૂમવર્જી ॥ ૩ ॥ સ્વપ્ન લહી જઇ રાયને ભાસે, રાજા અર્થ પ્રકાશે ॥ પુત્ર તીર્થંકર ત્રિભુવન નમશે, સકલ મનોરથ ફળશે ॥ ૫ ॥

॥ વસ્તુ છંદ ॥

અવધિ નાણે અવધિ નાણે, ઉપના જિન રાજ ॥ જગત જસ પરમાણુંઆ, વિસ્તર્યા વિશ્વજંતુ સુખકાર ॥ મિથ્યાત્વ તારા નિર્બલા, ધર્મઉદય પરભાતસુંદર, માતા પણ આનંદિયાં જાગતી ધર્મ વિધાન ॥ જાણંતિ જગતિલક સમો, હોશે પુત્ર પ્રધાન ॥ ૧ ॥

॥ દોહા ॥

શુભલગ્ને જિનજનમિયા, નારકીમાં સુખ જ્યોત,
સુખ પામ્યા ત્રિભુવન જના, હુઓ જગત ઉદ્યોત ૧

॥ ઢાળ ॥ કડખાની દેશી ॥

સાંભળો કળશ જિન, મહોત્સવનો ઇહાં છપ્પન કુમરી દિશિ, વિદિશિ આવે તિહાં ॥ માય સુત નમીય, આણંદ અધિકો ધરે ॥ અષ્ટ સંવર્ત્ત, વાયુથી કચરો હરે ॥ ૧ ॥ વૃષ્ટિ ગં. ધોદકે, અષ્ટ કુમારી કરે ॥ અષ્ટ કલશા ભરી,

અષ્ટ દર્પણ ધરે ॥ અષ્ટ ચામર ધરે. અષ્ટ પંખા-
લહી ॥ ચાર રક્ષા કરી ચાર દીપક ગ્રહી ॥૨॥ ઘર
કરી કેળના, માય સુત લાવતી ॥ કરણ શુચી-
કર્મ જળ, કલશે ન્હેવરાવતી ॥ કુસુમ પૂજી,
અલંકાર પેહેરાવતી ॥ રાખડી બાંધી જઇ,
શયન પધરાવતી ॥૩॥ નમીય કેહે માય તુજ,
બાળ લીલાવતી ॥ મેરૂ રવિ ચંદ્ર લગે. જીવજો
જગપતિ ॥ સ્વામિગુણ ગાવતી, નિજ ઘર
જાવતી ॥ તેણે સમે ઇંદ્ર, સિંહાસન કંપતી ॥૪॥

**॥ ઢાળ ॥ એકવીશાની દેશી ॥**

જિન જન્મ્યાજી, જિન વેળા જનની
ઘરે ॥ તિણ વેળાજી, ઇંદ્રસિંહાસન થરહરે
॥ દાહિણોત્તરજી, જેતા જિન જનમે યદા ॥
દિશિનાયકજી; સોહમ ઇશાનબેહુ તદા ॥૧॥

**॥ ત્રોટક છંદ. ॥**

તદા ચિંતે ઇંદ્ર મનમાં કોણ અવસર

એ બન્યો ॥ જિનજન્મ અવધિનાણે જાણી, હર્ષ આનંદ ઉપન્યો ॥ ૧ ॥ સુઘોષ આદે ઘંટનાદે, ઘોષણા સુરમે કરે ॥ સવિ દેવી દેવા જન્મમહોત્સવે, આવજો સુરગિરિવરે ॥ ૨ ॥

અહીં ઘંટ વગાડવો.

## ॥ ઢાળ ॥ પૂર્વલી ॥

એમ સાંભળીજી. સુરવર કોડિ આવી મળે ॥ જન્મ મહોત્સવજી, કરવા મેરૂ ઉપર ચલે ॥ સોહમપતિજી, બહુપરિવારે આવીયા ॥ માય જિનનેજી, વાંદી પ્રભુને વધાવીયા ॥૩॥

પ્રભુને ચોખાથી વધાવવા.

## ॥ ત્રોટક ॥

વધાવી બોલે હે રત્નકુખ, ધારિણી તુજ સુતતણો ॥ હું શક્ર સોહમ નામે કરશું, જન્મ મહોત્સવ અતિઘણો ॥ એમ કહિજિન પ્રતિબિંબ સ્થાપી, પંચ રૂપે પ્રભુ ગ્રહી ॥ દેવ દેવીનાચે

હર્ષ સાથે, સુરગિરિ આવ્યા વહી ॥ ૪ ॥

॥ ઢાળ ॥ પૂર્વલી ॥ મેરૂ ઉપરજી, પાંડુક-વનમેં ચિહું દિશે ॥ શિલા ઉપરજી, સિંહાસન મન ઉલસે ॥ તિહાં બેસીજી, શક્ર જિનખોળે ધર્યા, હરિ ત્રેશઠજી, બીજા તિહાં આવી મળ્યા ॥ ૫ ॥

॥ ત્રોટક. ॥

મળ્યા ચોસઠ સુરપતિ તિહાં, કરે કળશ અડ જાતિના ॥ માગધાદિ જળ તીર્થ ઔષધિ, ધુપ વળી બહુ ભાતિના ॥ અચ્યુતપતિએ હુકમ કીનો, સાંભળો દેવા સવે ॥ ખીરજલધિ ગંગાનીર લાવો, ઝટિતી જીન મહોત્સવે ॥ ૬ ॥

॥ ઢાલ ॥ વિવાહલાની દેશી. ॥

સુર સાંભળીને સંચરીઆ, માગધ વરદામે ચલીયા ॥ પદ્મદ્રહ ગંગા આવે, નિર્મળ જળ કળશા ભરાવે ॥ ૧ ॥ તીરથ ફળ ઔષધી

લેતા, વળી ખીરસમુદ્રે જાતા ॥ જળકળશા બહુલ ભરાવે, ફુલ ચંગેરી થાળા લાવે ॥૨॥ સિંહાસન ચામર ધારી, ધુપધાણાં રકેબી સારી ॥ સિદ્ધાંતે ભાખ્યાં જેહ, ઉપકરણ મિલાવે તેહ ॥ ૩ ॥ તે દેવા સુરગિરિઆવે, પ્રભુ દેખી આનંદ પાવે ॥ કળશાદિક સહુ તિહાં ઠાવે, ભકતે પ્રભુના ગુણ આવે. ॥ ૪ ॥

॥ ઢાળ ॥ રાગ ધન્યાશ્રી ॥

આત્મભક્તિ મળ્યા કેઇ દેવા, કેતા મિત્તનું જાઈ ॥ નારી પ્રેર્યા વળી નિજ કુલવટ, ધર્મી ધર્મ સખાઇ ॥ જોઇસ, વ્યંતર, ભુવનપતિના. વૈમાનિક સુર આવે ॥ અચ્ચુતપતિ, હુકમેધરી કળશા, અરિહાને નવરાવે ॥ અ૦ ॥ ૧ ॥ અડ જાતિ કળશા પ્રત્યેકે, આઠ આઠ સહસ પ્રમાણો ॥ ચઉસઠ્ઠ સહસ હુઆ અભિષેકે, અઢીસેંગુણા કરી જાણો ॥ સાઠ લાખ ઉપર એક કોડિ, કળશાનો અધિકાર ॥ બાસઠ

ઈંદ્રતણા તિહાં બાસઠ, લોકપાલના ચાર ॥
આ૦ ॥ ૨ ॥ ચંદ્રની પંક્તિ છાસઠ છાસઠ,
રવિસેણી નરલોકો ॥ ગુરૂસ્થાનક સુર કેરો
એકજ. સામાનિકનો એકો ॥ સોહમપતિ ઇશા
નપતિની, ઇંદ્રાણીના સોલ ॥ અસુરની દસ
ઈંદ્રાણી નાગની, બાર કરે કલ્લોલ ॥ અ૦ ॥૩॥
જયોતિષ વ્યંતર ઇંદ્રની ચઉચઉ, પર્ષદા ત્રણનો
એકો ॥ કટકપતિ અંગરક્ષક કેરો, એક એક
સુવિવેકો ॥ પરચુરણ સુરનો એક છેલ્લો, એ
અઢીંસે અભિષેકો ॥ ઇશાનઇંદ્ર કહે મુજ
આપો, પ્રભુને ક્ષણ અતિરેકો ॥ અ૦ ॥૪॥
તવ તસ ખોળે ઠવી અરિહાને, સોહમપતિ મન-
રંગે ॥ વૃષભરૂપ કરી શ્રૃંગ જળે ભરી, ન્હ-
વણ કરે પ્રભુઅંગે ॥ પુષ્પાદિક પુંજીને છાંટે,
કરી કેસર રંગ રોલે ॥ મંગળ દીવો:આરતી
કરતાં, સુરવર જયજય બોલે ॥ અ૦ ॥ ૫ ॥
ભેરી ભૂંગલ તાલ બજાવત, વળિયા જિન કર
ધારી ॥ જનનીઘર માતાને સોંપી, એણિપરે

વચન ઉચ્ચારી ॥ પુત્ર તું મારો સ્વામી હમારો
અમ સેવક આધાર ॥ પંચધાવી રંભાદિક થાપી
પ્રભુ ખેલાવણહાર ॥ અ૦ ॥ ૬ ॥ બત્રીશ
કોડિ કનક મણિ માણિક, વસ્ત્રની વૃષ્ટિ કરાવે
॥ પૂરણ હર્ષ કરેવાકારણ, દ્વીપ નંદીસર જાવે ॥
કરીય અઠ્ઠાઇ ઉત્સવ દેવા, નિજ નિજ કલ્પ
સધાવે ॥ દિક્ષા કેવલને અભિલાષે; નિત નિત
જિન ગુણ ગાવે ॥ અ૦ ॥ ૭ ॥ તપગચ્છ
ઇસર સિંહ સૂરીસર, કેરા શિષ્ય વડેરા ॥ સત્ય
વિજય પન્યાસતણે પદ, કર્પૂરવિજય ગંભીરા
ખિમાવિજય તસ સુજસવિજયના, શ્રી શુભ-
વિજય સવાયા ॥ પંડિત વિરવિજય શિષ્યે
જિન, જન્મમહોત્સવ ગાયા ॥ અ૦ ॥ ૮ ॥
ઉત્કૃષ્ટા એકસોને સિતેર, સંપ્રતિ વિચરે વીશ
અતીત અનાગત કાળે અનંતા, તીર્થંકરજગદીશ
॥ સાધારણ એ કળશ જે ગાવે, શ્રી શુભ
વીર સવાઇ ॥ મંગળલીલા સુખભર પાવે, ઘર

ઘર હર્ષ વધાઇ ॥ અ૦ ॥ ૯ ॥ અહીં કળશાભિષેક કરીયે. પછી દુધ, દહીં; ઘૃત, જળ અને શર્કરા એ પંચામૃતનો પખાલકરીને પછી પૂજા કરીએ ને ફુલ ચઢાવીએ. પછી લૂણ ઉતારી આરતી ઉતારવી પછી પ્રતિમાજીને આડો પડદો રાખી સ્નાત્રીઆએ પોતાના નવ અંગે કંકુના ચાંલ્લા કરવા. પછી પડદો કાઢી નાંખી મંગળદીવો ઉતારવા.

## ॥ અથ લુણઉતરણું. ॥

લૂણ ઉતારો જિનવર અંગે, નિર્મળ જળધારા મન રંગે ॥ લુણ ॥ ૧ ॥ જીમ જીમ તટતડ લુણજ ફુટે; તિમ તિમ અશુભ કર્મ બંધ તુટે ॥ લૂણ ॥ ૨ ॥ નયણ સલૂણાં શ્રી જીનજીનાં. અનુંપમ રૂપ દયારસ ભીનાં ॥ લૂણ ॥ ૩ ॥ રૂપ સલૂણું જિનજીનુ દીસે. લાજ્યું લૂણ તે જળમાં પેસે ॥ લૂણ ॥ ૪ ॥ ત્રણ પ્રદક્ષિણા દેઇ જલધારા, જલણ ખેપવીયે

લૂણ ઉદારા ॥ લૂણ ॥ ૫ ॥ જે જિન ઉપર દુમણો પ્રાણી. તે એમ થાજો લુણ જ્યું પાણી લુણ૦ ॥ ૬ ॥ અગર કૃષ્ણાગરૂ કુંદરૂ સુગંધે ધુપ કરીજે વિવિધ પ્રબંધે ॥ લુણ૦ ॥ ૭ ॥ ઇતિ ॥

## ॥ અથ આરતી ॥

વિવિધ રત્નમણી જડિત રચાવો. થાળ વિશાળ અનોપમ લાવો ॥ આરતિ ઉતારો પ્રભુજીની આગે. ભાવના ભાવી શીવ સુખ માગે ॥ આ૦ ॥ ૧ ॥ સાત ચૌદને એકવીશ ભેવા. ત્યણ ત્રણ વાર પ્રદક્ષિણા દેવા ॥ આ૦ ૨ ॥ જિમ જિમ જલધારા દેઈ જંપે, તિમ તિમ દોહુગ થરહર કંપે ॥ આ૦ ॥ ૩ ॥ બહુ ભવસંચિત પાપ પણાસે. દ્રવ્ય પૂજાથી ભાવ ઉલ્લાસે ॥ આ૦ ॥ ૪ ॥ ચૌદ ભુવનમાં જિનજીને તોલે; કોઇ નહીં આરતિ એમ બોલે ॥ આ૦ ॥ ૫ ઇતિ ॥

## ॥ અથ મંગળ દીવો. ॥

દીવો રે દીવો મંગળીક દીવો, ભુવન પ્રકાશક જિન ચિરંજીવો ॥ દી૦ ॥ ૧ ॥ ચંદ સૂરજ પ્રભુ તુમ મુખ કેરાં. લુંછણ કરતા દે નિત્ય ફેરા ॥ દી૦ ॥ ૨ ॥ જિન તુજ આગળ સુરની અમરી. મંગલદીપ કરી દિયે ભમરી ॥ દી૦ ॥ ૩ ॥ જિમ જિમ ધુપઘટી પ્રગટાવે, તિમ તિમ ભવનાં દુરિત દઝાવે ॥ દી૦ ॥ ૪ ॥ નીર અક્ષત કુસુમાંજલિ ચંદન. ધુપદીપ ફલ નૈવેદ વંદન ॥ દી૦ ॥ ૫ એણી-પેરે અષ્ટપ્રકારી કીજે, પુજા સ્નાત્ર મહોત્સવ ૫ ભણીજે ॥ દી૦ ॥ ૬ ॥

॥ ઇતિ પંડિત શ્રી વીરવિજયજી ॥

કૃત સ્નાત્રપૂજા સમાપ્ત.

# મુનિ શ્રી અમીવિજયજી મહારાજની
## બનાવેલી અષ્ટ પ્રકારી પૂજા.

શ્રી જગ નાયક તું ધણી, મહામોટો મહા-. રાજ; મોટે પુન્યે પામીઓ, તુમ દર્શન હું આજ. આજ મનોરથ સવી ફળ્યા, પ્રગટયા પુન્ય કલોલ; પાપ કર્મ દૂરે ટળ્યા, નાઠા દુઃખ ડંડોળ. સુખ દાયી પ્રભુ તું વડો, તું સમો અવર ન કોઇ; ઈન્દ્ર ચંદ્રને ચક્રવાહી પદ સેવે સોય. જ્ઞાનાવર્ણિ ક્ષય કરી, દર્શના વણી કર્મ વેદની દરે કરી, ટાળ્યું મોહની કર્મ. આયુ કર્મ ને નામકર્મ, ગોત્રને અન્ત-રાય; અષ્ટ કર્મ તે એણી પરે દૂર કર્યા મહા-રાય. દોષ અઢાર ક્ષય કર્યા, પામ્યા ગુણ અનંત; અન્ત રંગ સુખ ભોગવે, નિશ્ચય સુળ સુખ અનંત. કલ્પ વૃક્ષને કામ હુંતી, પુરે મનના કોડ; પ્રભુ સેવ્યાથી તે મળે, જો મનસા

હોય અડોલ. પ્રભુ સેવા ભાવે કરી, પ્રેમ ધરી મન રંગ, દુઃખ દોહગ દૂરે ટળે–મન વંછીત સુખ ચંગ. દ્રવ્ય ભાવથી અતિ ઘણું, હઇડે હરખ ન માય; એણી વીધે જિનવર સેવતા પાપ કર્મ સવી જાય. પૂજા કરતાં પ્રાણીયા. પોતે પૂજનીક હોય; આ ભવ પણ સુખ ઘણું. તસ તોલે નહિ કોય. જલ પૂજા જીવડા જિનવર પૂજિયે. પૂજાના ફલ હોય; રાજ તમે પરજા તમે. આણ ન લોપે કોય.

## જલ પૂજા.

સુગન્ધ મય જલ વાસીને; જે પૂજે જિન રાય; તસ ત્રિભોવન જસ વિસ્તરે. દૂરગંધતા દૂર જાય. મલીન વસ્ત્ર ઉજવળ કરે. એ સ્વભાવ જળ માંહ્ય. જલસે જિનવર પૂજતા–કર્મ કલંક મીટ જાય. તિર્થોદક કુંભે કરી રત્ન પ્ર મુખ શ્રી કાર; અડ સહુસ અડ જાતિના. અથવા કળસા માર. આઠ જાત કળસે કરી;

નવરાવે જિનરાય; તસ ત્રીભોવન જસ વિસ્તરે; શ્રી પતિ સેવે પાય. જ્ઞાન કળસ ભરી આત્મા સમતારસ ભરપુર, શ્રી જિનવર નવરાવતા; કર્મ થાય ચકચુર.

વિમળ કેવળ ભાસના ભાસ્કરં-જગત જંતુ મહોદય કારણું; જીનવરં બહુ માન જલોધૃતં સૂચીમના સ્નપયામી વિસુધ્ધએ સ્નાત્ર કરતા જગત્ ગુરૂ શરીરે સકળ દેવ વિમળ કલસનિરે આપના કર્મ મેલ દૂરે કીધા; તેને તેહી બુદ્ધે ગ્રંથે પ્રસીદ્ધા:, હરખ ધરી અપચ્છરા વૃન્દ આવે; સ્નાત્ર કરી એમ આશીષ ભાવે; સુરગીરી જમ્બુદ્વિપે અમતણાનાથ જીવન જીવો. લગી ૐ હ્રં શ્રીં કલીં જલં યજામહે સ્વાહા:

## ચંદન પુજા.

કેસર ચંદન દ્રવ્યથી ભાવ થકી બહુ માન જિનવર અંગે ચર્ચતાં. પ્રગટે આતમજ્ઞાન. કેશર ચંદન ઘસી કરી ભરી કચોલા સાર;

જિનવર અંગે ચર્ચતાં પાપ કરે પરિહાર.
બાવના ચંદન અતિ ભલું, માંહે કસ્તુરી બરાસ
એણી વિધ જિનવર પુજતાં પામે લીલ વિલાસ
કનક કચોલાં ભરી કરી સેવે જિનપતિ પાત્ર;
તસ ત્રિભુવન જસ વિસ્તરે; દુગંધતા દૂર જાય.
તપ વસ્તુ શીતળ કરે ચંદન શીતલ આપ;
ચંદનસે જિન પુજતાં મિટે મોહ સંતાપ
પુજાને પ્રણામદ્યો કરે ચંદનકી રીધ શીતલતા
ને સુગંધતા જેને ભાજે ભવ ભીડ.

## ઇતિ ચંદન પુંજા.

## પુષ્પ પૂજા.

પ્રણિધ્યાને સદ્ગતિ હોય પુજાસે કીમ નવિ હોય; સુમન ભાવે દૂરગતા પુજા પંચાશક જોય.
શત પત્રી બટ મોગરો. ચંપક જાઇ ગુલાબ;
કેતકી ડમરો બહુલસીરી, પુજો જિન ભરી છાબ. મોગર લાલ ગુલાબને, માલતી ચંપક કેતકી જુઇ.

# ધુપ પૂજા.

પાવક ગ્રહે સુગંધસે; ધુપ કહાવત સોય; ઉખેવત ધુપ જિનંદકુ કરમ દહન સવિ હોય. ધુપ ઉખેવત જે જના; પ્રભુ આગે બહુ માન; દૂર્ગંધતા દૂર ટળે. પામે અમર વિમાન. હૂતાશનમે કાષ્ટ જ્યું ત્યું ધ્યાનાનલ કર્મ; તેણે મિસ ધુપ પુજા કરો જિમ પામો શિવ શર્મ. જિનવર અંગે પુજા ધુપ, ધુપઘટીત ઉંચે ભાવે પામી પંચિંદ્રિનું રૂપ, નીચ ગતિ મુઝ કિમ આવે. કહીએ કારણુ સુણજો દેવ, તુજ આગમ રસ નવિ ભાવ્યો, ન કરી બહુ શ્રુત કરી સેવ, અરૂચીપણું અંતર લાવ્યો. ભણે ભણાવે મુનિ-જેહ નિંદા તેહ તણી ભાખી; પરગુણ ઢાંકી અવગુણ જેહ. કુડી વાત તણો ·સીખી. ચાડી કરતાં પાડી જાત. વાડી ગુણ તણી કામી. ગુણ અવગુણમેં સરીખા કીધી; આરેહા ભક્તિ ન-

વિમેં કીધી. ઉત્તમ કુલ જાતિ પ્રસિદ્ધ વાધ્યો
મદ ગારવ કીધ. નીચ સ્થાન સેવંતા નાથ.
બંધે નીચ ગોત્રજ કરીયો, શ્રી શુભ વીરનો
ઝાલ્યો હાથ, સહેજે ભવસાયર તરીયો.

## દીપ પૂજા.

કેવલ જ્ઞાન પયા વસુ, જેમ લહે લોકાલોક;
તેમ પુજા દ્રવ્ય દીપની, કરતાં શિવ ફલ રોક.
જગદીપક પ્રભુ દીપજે, કરતાં ભાવો એહ;
અવરાણું જે અનાદિનું, જ્ઞાન લહો નીજ તેહ.

## અક્ષત પૂજા.

હવે અક્ષત પુજા કરો, શાલ વરી ગોધુમ;
ઉજ્વલ પરે પરે ઢોકકે, ટાળો મોહની કર્મ.
અક્ષય ફલ લેવા ભણી, અક્ષત પુજા ઉદાર;
આ ભવ પણ નવી ક્ષય હોવે, રાજરિદ્ધિ ભંડાર.

## નૈવેદ્ય પૂજા.

હવે નૈવેદ્યની પુજના કીજે જેમ હલિરાય;
ભવ નિર્વેદ પ્રભુ મુખે માંગો અવિચલ થાય.

કરતાં ભોક્તા મુજ નહિ પુદ્ગલ ભાવનો જીવ
તેણે પુદ્ગલની દતરજના કરતાં શર્મ સદૈવ.

## ફુલ પૂજા.

ફુલ પુજા કરતાં થકાં સફુલ કરો અવતાર;
ફુલ માંગો પ્રભુ આગલે તાર તાર મુજ તાર.
જસફુલ ઉપમ જગ નહિ પામ્યા પછી નહી અંત
આવ્યા બાધ અચલ અમર માંગુ શિવ અનંત
જેસી કરણી કરે તેસા ફુલ હોય.
ફુલ પુજા જિન દેવકી નિશ્ચયે શિવ પદ હોય.
અષ્ટ પ્રકારી એણી પરે પુજા કરે ઉધર;
અષ્ટમી ગતી ફુલતે લહે પામી જે ભવપાર
ઉત્તમ પદ પદ્મની સેવા કરો ત્રિકાળ.
રૂપ પ્રગટે સુખ લહે અમી કુંવર કહે તેણી વાર

---

સ્નાન પછી અષ્ટ પ્રકારી પુજા ભણાવવી હોય તો અષ્ટ પ્રકારી પુજા ભણાવ્યા પછી આરતી મંગળ દીવો કરવો.

દીવ્ય જ્ઞાન અને તેજી, મંદી અને જ્યો-
તિષ વિદ્યાના ઉપયોગી ગ્રંથો

# કુદરતના બનાવો.

## શ્રીમદ મહામહોપાધ્યાય આચાર્ય મહારાજશ્રી મેઘવિજયસૂરીશ્વર વિરચિત વર્ષપ્રબોધ અને અષ્ટાંગનિમિત્ત.

જેમાં જ્યોતિષ જોવાના જુદા જુદા વિષયો અને કોષ્ટકો આપેલા છે. હસ્તરેખાના ચિત્રો પણ આપ્યા છે. તેજી મંદીનો, વાયદાનો અને દરેક પ્રકારનો વ્યાપાર કરનારાઓ માટે આ પુસ્તક અતિ ઉપયોગી છે.

મૂળ કિં. રૂા. ૦–૮–૦ છે પણ વેચવાની કિં. રૂ. ૦–૪–૦

# અષ્ટાંગ નિમિત અને દિવ્યજ્ઞાન

આ પુસ્તકમાં પણ જ્યોતિષ વીગેરે જોવાને જુદા જુદા વિષયો આપેલા છે. જેની મૂળ કિં. રૂા. ૩–૮–૦ છે. પણ લેવાની કિં. રૂા. ૧–૧૨–૦ છે.

આ પુસ્તકો વેપારી આલમને તેમ જ જ્યોતિષ જોનારાને તથા તેના શોખીનોને ખાસ ઉપયોગી છે. સામાન્ય વર્ગ આવા ઉપયોગી પુસ્તકનો સસ્તી કિંમતે લાભ લઇ શકે એટલા માટે અમોએ આ પુસ્તકો અડધી કિંમતે આપવાની ગોઠવણ કરી છે. હવે થોડાક જ પુસ્તકો સિલ્કમાં છે. તો મંગાવવા ઇચ્છનારા બંધુઓએ તુરત જ મંગાવવા ગોઠવણ કરવી.

પુસ્તકો મળવાનું ઠેકાણું.

**ઝવેરી મોહનલાલ મગનભાઈ.**

દોશીવાડાની પોળ–અમદાવાદ.

જીવ દયાના ઉદ્દેશોને અમલમાં મુકવા

કામ કરનારી

# શ્રી દયાપ્રચારણી મહાસભા.

અમદાવાદમાં ૧૦ વર્ષથી પોતાનું કામ કરી રહેલ છે; જેના પ્રચાર કાર્યથી હજારો મુંગા જીવોને અભયદાન મળેલું છે. આ સંસ્થાને મળતી મદદ કરવી એ દરેક ભાઇ બ્હેનોની ફરજ છે.

બનતી મદદ આપો અને સભાસદ થાઓ વાર્ષિક વર્ગ પહેલો રૂા. ૧૨), વર્ગ બીજો રૂા. ૬); વર્ગ ત્રીજો રૂા. ૨); પેટ્રન રૂા. ૫૦૧); ડોનર રૂા. ૨૫૧) લાઇફ મેમ્બર રૂા. ૧૫૧)

ઠેકાણું:

શ્રી દયા પ્રચારણી મહાસભા

દોસીવાડાની પોળ-**અમદાવાદ.**

